# કેવલ જ્ઞાનોદય.

હે કાયમ સમાજના સુજ્ઞ બંધુઓ, આ સકલ સંસારમાં મત મતાંતરોના આર્યવ્રત દેશમાં હુમલો વધુ હોવાથી, ભારત ભૂમિના સંતાનો આચાર્યોના ફંદમાં ફસાઈ, પોતાના સ્વસ્વરૂપની જાણ ભુલી જઈ હું અને મારૂં સાબીત કરવા વિટંડાવાદ શરૂ થયો. દેવ દર્શન
...ન પિશાચ શાકણ ડાકણ મંત્ર જંત્ર તંત્ર વિગેરે આસુરી
...ષ્ટિ ક્રમનો નિયમ ભુલી ગયા. તે
...વધવા લાગ્યું. વેદ કિતાબ કુરાન
...ંત દયાળુ શ્રીમાન માન-
...જાળમાંથી મમ...

સના અગર શિવ, બ્રહ્મા, વિષ્ણુ, પુરૂષ, પ્રકૃતિ, જ્યોતીનારાયણ અને બ્રહ્મ, ત્યાં સુધી જ્ઞાની મુની અને વિદ્વાનો વિગેરેનો મત છે, પરંતુ શ્રી કુવેર સ્વામીનો મત તે પ્રમાણે નહિ હોવાથી હાલના નવિન વિદ્વાનો નીંદે છે. તેનું કારણ આજ પ્રમાણે છે કે જ્યાં સુધી પરમ પૂજ્ય દયાળુ શ્રી કુવેર સ્વામી ગ્રંથાનુસાર તત્વોની સાથે વિચાર કરેલ નથી તેમજ તેમના સિદ્ધાંતો ઓળખ્યા નથી ત્યાં સુધી તેઓ નિંદા કરે છે. સકર્તા કેવલ પ્રભુ પદ જેમણે સ્થાપન કરેલું છે. સમસ્ત દુનિયાના આચાર્યોની ભ્રંહ્મજાળ તોડી જગતના જીવોને સરળ અને સીધો રસ્તો કેવલ કર્તાનો દર્શાવેલો છે. આત્મ તત્વનું ખરૂં ગૌરવ કેવળ સુક્ષમવેદમાંજ જણાવેલું છે. તેનો ખરો અર્થ નહિ સમ-
હું કોણ અને મારો ધણી જે નિયંતા ...
જણાયુંજ નહિ માટે સુક્ષમવે...
નહિ ફરકે ત્યાં સુધી કદી પા...
થવાના નથી, મા...
નમારો ...

જ્ઞાન સુક્ષ્મવેદનું અભ્યાશી અંતરવૃતિથી કરી શકે છે. અને જપ, તપ, તીર્થ વિગેરે બહિર વૃતિના સાધનો છે. તેમાનું એક પણ સાધન આત્મ તત્વ જાણવામાં ફળીભૂત થાય તેમ નથી.

પુરાણીજી નિયંતા કેવલ શ્રષ્ટિ ક્રમને અનુસરી તમારા માનેલા ઇશ્વિરોને વર્તવું પડેલું છે. મતલબ કે નિયંતાની આ સકલ શ્રષ્ટિમાં દેવ દાનવ માનવ વર્તે છે, તેજ કાયદાને માન આપી તમારા રામ, કૃષ્ણ, આદિ ઇશ્વરોને વર્તવું પડેલું છે, તે શ્રષ્ટિ ક્રમ જોવાથી માલમ પડશે. પુરાણીજી તમો ઇશ્વરના ચોવીસ અવતાર માનો છો, પણ તે અવતારે કોઇ નવિન પદાર્થ બીજો બનાવી મુકતો ગયો નહિ. જેવા સૃષ્ટિમાં પદાર્થ છે, તેવાજ પદાર્થનું તેમનું શરીર હતું. કંઈ શ્રષ્ટિ ક્રમથી નવિન ન હતું. અનંત ઇશ્વર અવતાર લેતાજ નથી, છતાં રામ, કૃષ્ણાદિ, મહા પુરૂષોને તમો કર્તા માની બેઠા તે મહા આશ્ચર્ય છે કારણ કે કોઇ એમ કહેશે કે ઇશ્વર અવતાર લે છે. તો એને એટલુંજ પૂછવું જોઇએ કે માહાદાકાશને ઘડામં [illegible] ય - નો
કહો પુરાણીજી આ બાબત બની શકે ને
થાય છે કે માહાદાકાશ ઘડામાં આ
નિયંતા પરમેશ્વર અવતાર લ

હે કાયમ સમાજી
કરો, સંસારના સ
નથી, પરંતુ
થયા નથી
રના

નહિ. એટલાજ માટે અસાર સંસારની ખોટી વાસનાનો ત્યાગ કરી નિયંતા કૈવલ પ્રભુનું ધ્યાન ધરી કરેલા ક્રુર કર્મની માફી માગી પ્રભુની સ્વાનિધ્ય જઈ અનંત સુખ લેવા ભાગ્યશાળી બનવું એજ ઘણું યોગ્ય છે.

કૈવલ પ્રભુના ધામમાં જવા મનુષ્ય માત્રને અધિકાર છે, કારણ કે સકલ સંસાર ઇશ્વરે ઉત્પન કરેલો છે માટે સર્વનો પિતામહ નિયંતા કૈવલ પ્રભુજ છે. જેથી સર્વએ જ્ઞાન મેળવી પ્રભુનું અનંત સુખ લેવું જોઇએ.

પુરાણીજી—મનુષ્ય માત્રને કૈવલ પ્રભુની સ્વાનિધ્ય જવાનું કહો છો. પણ ચાર આશ્રમ જ્યાં સુધી વિધિ પૂર્વક જાણીને વર્તેલા નથી ત્યાં સુધી કદી પણ મોક્ષ થાય તેમ નથી. એ કાયદો અને નિયમ અનાદિનો ચાલતો આવેલો છે. માટે વર્ણ વ્યવસ્થાનુસાર ચાલવું જોઇએ.

કાય..પંથી—આશ્રમની જરૂર વૈરાગ, અને ભક્તિ વગરના
... છે નહિ કે તિવ્ર વૈરાગને માટે? પુરાણીજી મસાણીઆ
...પારા જેવા સંન્યાસી થયા હોય તો જરૂર
...દેવ, ધ્રુવજી, અષ્ટાવક્ર, આદ્ય શંકરાચાર્ય,
... સ્વામી દયાનંદ, રામાનુજ, નિમાનુજ
... થયા તેમણે કાંઇપણ આશ્રમ
...એવું પુરાણીજી તમારાથી
...જ્યારે આમ છે તો

...માં કહ્યા પ્રમાણે

કાયમપંથી—ઠીક ત્યારે અમારે તમોને જણાવવું જોઇએ કે આશ્રમના માનવાવાળા આશ્રમાનુસાર કોઇ પણ પુરાણી નીકળી આવશે કે કેમ? અમો તો જન્મથી મુવા પર્યંત સંસારમાંજ તમોને જોઇએ છીએ. આશ્રમાનુસાર વર્તી શાસ્ત્રને માન નહિ આપ્યું, એથી સિદ્ધ થાય છે કે કહેવું ખરૂં પણ કરવા વખત આવે ત્યારે સમજાવી ફોસલાવી સમાધાન કરી નાંખવું. પુરાણીજી બુઢા થઈ મરણ શરણ થયા પણ પરમાત્માની ભક્તિ પરાયણ થવા માટે કેટલા સનાતનીઓ નીકળી પડેલા છે, તે કહો? કોઈજ નહિ. આશ્રમની બુમો પાડતા હજારો પુરાણીઓ સ્મશાનમાં લાંબી સોડ કે પથારી બળી ભસ્મ થઇ ગયા પણ કોઈ શંકરાચાર્ય, રામાનુજ, નીમાનુજ આદ્ય મહાત્માઓ જેવા થયા નહિ. એવા જો આશ્રમ હોય તો અમારે જરૂર નથી પણ જે કર્મ ક્રિયાઓથી આત્મ તત્વજ્ઞાન થાય છે અગર જે આશ્રમ[illegible] જવાથી અનંત દયાનીધિ કેવલ પ્રભુ પદ પ્રાપ્ત થાય છે તેજ [illegible]શ્રમની જરૂર છે, નહિ કે તમારૂ ટટ્ટુ ઉંચું રાખવા, અંડ વં[illegible] ફોસલાવી આશ્રમનો બખેડો ઘાલી પોતાની શ્રેષ્ટતા જાળવી, પૈસા [illegible] કરવાને ખાતર, ગમે તેમ સમજાવી ડાળ પાંખડે વળગ[illegible] ભટકાવી મારો છો, એવા આશ્રમની [illegible] દીવાસળી ઘસીને એવા આશ્રમને [illegible] તરીકે જોશો કે, આદ્ય શં[illegible] ધર્મનું સ્થાપન કરી તમ[illegible] વર્ષે દેહ છોડી ચાલ[illegible] કારણ કે એવા [illegible] વાખલો વાં[illegible]

चतुर्वेदष्टमे वर्षे द्वादशे सर्व शास्त्र वित ।
षोडशे सर्वेदिग्‌जेता द्वात्रिंशे मुनिरत्यागीत् ॥

અર્થ—શંકરાચાર્ય આઠમે વર્ષે ચાર વેદને જાણનાર થયા, બાર વર્ષમાં સર્વ શાસ્ત્ર વેત્તા થયા, સોળમે વર્ષે દિગ્‌વિજય કરનારા, અને બત્રિસ વર્ષે સ્વધામમાં પધાર્યા. કહો પુરાણીજી તમો જીવ્યાથી મુવા પર્યંત એક પણ શાસ્ત્રને જાણનાર છો. મને તો લાગે છે કે જાણવાની જીજ્ઞાસા પણ તમોએ કરી નહિ હોય. વિદ્યાના શત્રુ બની ગુરૂ થવા ઇચ્છતાં જરા શરમાવ. મારૂં તો એ સુધી માનવું છે કે હાલના નવિન બ્રાહ્મણોનો સ્પર્શ કરવાથી શુદ્ધ વાતાવરણને દુર કરી ગુદ્ધ વાતાવરણને દાખલ કરે છે. વધુ બ્રાહ્મણોની માહીતી માટે જેવા શહેરમાં થોડા વખત નિવાશ કરવાથી માલમ પડી આ- ચણો કેવા છે? હિંદુઓની હોટલ નહિ પ્રસન્ન કરી પાર- 'માં એસ આરામ ઉડાવતા જોશો. એજ બ્રાહ્મણ કે ? જુવો બ્રાહ્મણોનું કર્તવ્ય આ પ્રમાણે છે.

—— ब्रंह्मणान् वेद गुप्तये ।
—य च ॥

'शंकरदिग्विजय॥

'ણ માટે દેવ
મરજ્યા

વિચારો કે હાલના બ્રાહ્મણો પ્રભુ પરાયણ તપમાં તપતા નથી પરંતુ, હા એટલું તો ખરૂં છે કે ત્રિવિધિ તાપમાં તપી જ્યાં ત્યાં નષ્ટ થઇ ગયલા જોવામાં આવે છે. પણ જંગલોમાં જઈ તપ કરતા જોવામાં આવતા નથી. પરંતુ પ્રાચિન અર્વાચિન બ્રાહ્મણો ૩૨ વર્ષના અલ્પ જીવન કાળમાં શંકરાચાર્ય અતિ ગહન ગંભીર અને પ્રૌઢ ગ્રંથો રચ્યા તથા અદ્‌ભુત દૈવી શક્તિથી પોતાનો મત આર્યાવતમાં પ્રવર્તાવી બૌદ્ધ માર્ગનો તેની જન્મ ભૂમીમાંથી બહિષ્કાર કર્યો. એવા એવા ઘણા મહાન કાર્ય કર્યાં છે. વળી પાણિનીય જેવા મહાન કઠીણ વ્યાકરણાદિ ગ્રંથો રચેલા છે. અને વાલ્મિક તથા વેદવ્યાસ જેવાઓએ રામાયણ અને માહાભારત જેવા ગ્રંથો પ્રસિદ્ધ કર્યા છે. અને કાલિદાસ આદિ માહા કવિઓએ રઘુવંશ આદિ માહા કાવ્યો બનાવી બ્રાહ્મણોનો રોટલો બાંધેલો છે. પૂર્વના બ્રાહ્મણોની અંદર ધર્મ પ્રાધાન્યતા હતી, અને આજે અત્યારે દ્રવ્ય પ્રાધાન્યતા છે. હાલના નવિન બ્રાહ્મણો કેવી અજ્ઞાન દશામાં છે કે, જે દશા ઘણીજ શોચનીય થઇ પડેલી છે, અત્યારે તો અધર્મની પ્રવૃતિ કરનારા અને અધર્મનુ રક્ષણ કરનારા બ્રાહ્મણોજ છે, તે બ્રાહ્મણોમાંથી બ્રહ્મ તેજ નષ્ટ થઇ ગયું. એથીજ નિસ્તેજવાળા બની જઈ જમીન ઉપર આળોટતા થઇ ગયા. એજ હાલના બ્રાહ્મણોની સ્થિતિ છે. છતાં અહંકૃતિ એટલી તો છે કે જેનુ યથાવિધિ વર્ણન કરતા એક માહાભારત જેવડું પુસ્તક બની જાય; આવી બ્રાહ્મણોની સ્થિતિ હોવાથી લોકમાં ધર્મની શિથલતા થાય તેમાં નવાઈ શું છે. લોકમાં ધર્મની અધમ સ્થિતિ છે, તેનું કારણ બ્રાહ્મણોની અવદશાજ છે. ભૂદેવ એ સંજ્ઞાને બદલે ભુસુરની માનનીય સંજ્ઞાને હાલના કેટલા બ્રાહ્મણો યોગ્ય છે. તેનો વિચાર બ્રાહ્મણોનેજ કરવાનો છે, સાધારણ

સંકલ્પ કરાવવાનો હોય તોપણ શુદ્ધ ભાષામાં કરાવી શકે એવા બ્રાહ્મણો મળવાજ દુર્લભજ થઇ પડયા છે, એ અધમ સ્થિતિને બ્રાહ્મણો શોચીને દુર કરે તોજ બ્રાહ્મણ ગુરૂ થવા લાયક છે. અને તે સોચે તો. નહિ તો જેમ શ્રાદ્ધની તિલાંજલી આપીએ છીએ તેવીજ રીતે હાલ બ્રાહ્મણોની તિલાંજલી આપી દેવી જોઇએ, એથીજ હિંદની આબાદાની રેહેશે.

પુરાણીજી—તમો તો બધી વર્ણને એક સરખી માનો છો, ઉત્તમ મધ્યમ, કનિષ્ટની વ્યવસ્થા તો માનતા નથી એથી જણાય છે કે તમો નાસ્તિક છો.

કાયમપંથી—હું નાસ્તિક નથી, પરંતુ આસ્તિક છું કારણ કે પરમાત્માને ન માને તેનેજ નાસ્તિક કેહેવાય છે. તમારા જેવા, પરમાત્માને નામે ભૂત ભૈરવ, શાકણ, ડાકણ, મંત્ર, તંત્ર, જપ, તપ, તીર્થ, વ્રતાદિ અનેક પ્રકારનાં કર્મકાંડ કરાવી જીવને ધુંચવી નાખ્યા, અને પરમાત્મા કેવલનો સત્ય રસ્તો નહિ બતાવ્યો ત્યારે હવે જોઇએ તેવા નાસ્તિક તમારા સિવાય પુરાણીજી બીજો કોણ મળી આવશે, તમોજ બસ છો.

અમો ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટની વ્યવસ્થા માનીએ છીએ પણ તમારા જેવી માનતા નથી કારણ કે હમો જ્ઞાનથી ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ માનીએ છીએ, જન્મથી નહી જો કહો જન્મથીજ માનવી જોઇએ એમ જો આપનું માનવું હોય તો, વાલ્મિકજી, વશિષ્ટ, વ્યાસ, પારાસુર, રૈક્યમુની, ગૌતમાદિ મુનીઓને તમારે જ્ઞાતિ બહાર મૂકી દેવા ો, કારણ કે તેઓ કાંઈ જન્મથીજ બ્રાહ્મણ નહિ હતા, તેઓ

તો ફક્ત કર્મથીજ બ્રાહ્મણ થયેલા છે એટલાજ માટે અમારૂં માનવું છે કે, જ્ઞાનથી પરકોઈ ઉત્તમ છેજ નહિ, તે જ્ઞાની ગમે તે કોમ કે જાતના હોય તો પણ શું થયું. તમોએ માની લીધેલી ઉંચ્ચતાને લઈ આમ કહેશો કે? વેદના પઠન પાઠનથી હમો જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ મેળવીશું એમ જો આપનું માનવું હોય તો હું નીચે એકજ શ્રુતિનું પ્રમાણ આપુ છું તે ઉપર વિચારીને ઉત્તર આપશો.

नायमात्मा प्रवचनेन लभ्यो ।

न मेधया न वहुना श्रुतेन ॥

॥ कठोपनिषद् ॥

એકલા ભાષણો વડે આત્માની પ્રાપ્તિ થતી નથી. તેમજ અત્યંત તિક્ષ્ણ બુદ્ધિ વડે અગર કેવળ શ્રુતિ એટલે વેદના અભ્યાસ વડે પણ આત્માની પ્રાપ્તિ થતી નથી, એમ વેદ પોતેજ સ્પષ્ટપણે કહે છે.

स्त्रीयो वैश्यास्तथा सुद्रास्तेऽपियान्ति परांगतिम् ॥

॥वेद श्रुति॥

આ શ્રુતિ ચાર વર્ણને પરમપદ પામવાને અધિકાર બતાવે છે. જેમકે સ્ત્રી, શુદ્ર, વૈશ્ય, વિગેરેને પરમ પદ પ્રાપ્ત કરી મોક્ષનો અધિકારી થવું જોઇએ. બ્રાહ્મણ મોક્ષનો અધિકારી છે અને શુદ્ર વિગેરે નથી એ વાક્ય સ્વાર્થી બ્રાહ્મણોએ પોતાની શ્રેષ્ટતા જણાવવા માટે લખી મારેલું છે. વાસ્તવિક રીતે તપાસ કરતાં ઉંચ નીચની શ્રેષ્ટતા પરમાત્માને ત્યાં નથી. જો હતી હોય તો સ્વાર્થી બ્રાહ્મણોને ... મળી આવશે.

આ જગો ઉપર મને ગુરૂ વિષે બીજો એક બંગાળાનો વિષય યાદ આવે છે કે "મારો" પિતા તમારો ગુરૂ હતો માટે હું પણ તમારો ગુરૂ થઇશ અથવા "મારો પિતા તમારા પિતાનો ગુરૂ હતો માટે હું તમારો ગુરૂ થાઉં" આવા ધોરણોથી બ્રાહ્મણોને ગુરૂ કરી બેસે છે. મને કહેશો કે; "ગુરૂ" **શબ્દનો શો અર્થ છે ગો એટલે ઇંદ્રિય અને રૂ એટલે પ્રકાશ ઇંદ્રિયોમાં રહેલા અંધારાને પ્રકાશ કરી આપે એનું નામ ગુરૂ નહી કે અંડ વંડ સમજાવી ફોસલાવી સમાધાન કરી મૂકે એનું** નામ ગુરૂ. સુક્ષ્મ વેદના જ્ઞાનથી નિયંતા સ્વરાજ્ય કેવલ પ્રભુનુ જેના હૃદયમાં જ્ઞાન થાય છે તેજ ગુરૂ થવાને યોગ્ય છે. પુસ્તક યા પંડિત વ્યાકરણ કે ન્યાય ભણીને ઘટ અને પટની તર્ક જાળના બખેડામાં નાખનાર એવા બીજાઓ જેમને દુનિયામાં હાલ પંડિત કહે છે તેઓ ગુરૂ થવાને યોગ્ય નથી. પણ સુક્ષ્મ વેદ જ્ઞાન તત્વનું રહસ્ય જેમણે અનુભવવડે જાણ્યું છે તેનામાંજ ગુરૂ થવાની યોગ્યતા છે. બાકીના તો—**यथाखरश्चंदनभारही ! भारस्यवेतानतुचंदनस्य ॥** માત્ર ચંદનનો ભાર વહન કરનાર અને તેની સુવાસને નહિ જાણનાર ગધેડા જેવાજ છે. આપણને એવા ગુરૂની કશી જરૂર નથી. તે આપણને શું શીખવવાના હતા ?

**श्लोक—वाग्वैरवरी शब्दझरी शास्त्र व्याख्यान कौशलम् ॥**
**वैदुष्यं विदुषांतद्वद्भुक्तये न तु मुक्तये ॥**

અર્થ "**નાના પ્રકારના શાસ્ત્રના અર્થ કરવાની કુશળતા હોવી એતો માત્ર પંડિતનો વિનોદનુ (વાકબળની ચતુરાઇ) સાધન છે. ઇ મુક્તિનું સાધન નથી**" જે "સુક્ષ્મ વેદના રહસ્યને જાણનાર છે,

જે, અઘૃજિન, એટલે નિષ્પાપ છે અને જે, અકામહત, તૃષ્ણા વિનાનો છે—તેમને ઉપદેશ આપવા બદલ તમારી પાસે દ્રવ્યની આશા નથી રાખતો તેજ જ્ઞાની છે; જેમ વસંતુ ૠતુ વૃક્ષોને નવાં પલ્લવો અને પુષ્પો અર્પણ કરે છે; પણ તેના બદલમાં વૃક્ષો પાસેથી કંઇ પણ પ્રાપ્ત કરવાની આશા નથી રાખતી; કારણ કે પરોપકાર કરવો એ તેનો પ્રકૃતિગત સ્વભાવજ છે, તેમ "परोपकाराय सताम् विभूतयः એ શુત્રને વ્યવહારમાં મૂકનાર સાધુઓજ ગુરૂ થવા યોગ્ય છે. બીજાનુ કલ્યાણ કરવાનીજ તેમને કામનાજ છે. તેજ સાચા ગુરૂ થઇ શકે तिर्णाः स्वयं भीमभवार्ण वंजनाः एह तुनान्यानपितारयन्तः પોતે ભયાનક ભવ સાગર તરી ગયા છે અને કોઇપણ લાભની આશા રાખ્યા વગર બીજાઓને તારે છે, તેનેજ ગુરૂ માનજો, બીજાઓને .નહિ આવા પ્રકારની તપાસ કરતાં બ્રાહ્મણ તો નીકળીજ નહિ આવે. કારણ કે શાસ્ત્રમાં કહેલું છે કે:—

अविद्यायामन्तेह वर्तमानाः स्वयंधीराः पण्डितं मन्यमानाः ॥
जघन्यमानाः परियन्ति मुढाः अन्धे नैवनीयमानायथान्धाः॥

"જેવો પોતે અવિદ્યાના અંધકારમાં ડુબી ગયેલા છે. પણ અહંકાર વશ થઇને એમ માને છે કે અમે મોટા પંડિતો છીએ; એટલુંજ નહિ પણ એ મૂર્ખાઓ બીજાઓને માર્ગ બતાવવા જાય છે, તેઓ નાના પ્રકારના કુટિલ માર્ગમાં અથડાય છે. શું કરે બિચારા ફોસલાવી પટાવી સમજાવી લે છે. અમો બ્રાહ્મણ ઉત્તમ છીએ, અમોનેજ ગુરૂ કરવા જોઇએ આવી રીતે સમજાવી અધર્માચાર્ય થઇ બેશે છે. જાણે એક આંધળો બીજા આંધળાને દોરતો હોય, અને તે પોતે તથા બીજા

બધાએ ખાડામાં પડે, તેમ એવા પંડિત્ય ગુરૂ અને તેમના શિષ્ય પાપના ખાડામાં પડે છે.

આપણા સત્ય સુક્ષ્મ વેદનું વચન છે, તેની સાથે આપણી આધુનિક તુલના કરો. તમો મારા પુર્ણ વિશ્વાસુ કાયમપંથીઓ છો, વળી કાયમ ધર્મને પાળનારા છો, હું તમોને એટલુંજ કહું છું કે તમો કાયમપંથ ધર્મને વિશેષ આગ્રહથી પાળો, તમે ચુસ્ત કાયમપંથી છો પણ વધારે ચુસ્ત થાઓ જેમ જેમ તમો ધર્મની બાબતમાં વધારે ચુસ્ત અને આગ્રહી થશો અને કાયમ ધર્મના આદેશ જેમ વધારે આગ્રહ પૂર્વક પાળતા જશો તેમ તેમ વધારે બુદ્ધિમાન, સમજણા અને વિચારવંત થશો; અને આજકાલ ચાલતા ઢોંગને તમે જેમ વળગી રહેશો તેમ વધારેને વધારે મૂર્ખ અને વિચાર શુંન્ય બનતા જશો માટે હું તમને કહું છું કે આપણા કાયમપંથી સૂક્ષ્મ વેદ ધર્મ તરફ વળો, કારણ કે એજ આપણું જીવન છે. ધર્મ, વિજ્ઞાન, કલા, વિગેરેમાં કેવી રીતે સડો પેઠો તે આપણને અત્યારે વિચારવાને ટાઇમ નથી પણ પ્રભુ કુંવેર સ્વામીજીએ આપણા માટે જે ગ્રંથો રચેલા છે તે ઉપર વિચાર કરો ને આગળ વધો. આપણા ગ્રંથોમાં ચળકતું જવાહીર આપણી તપાસ વગર દટાઇ રહેલું છે તેને પૃથ્વિની સપાટી અને સુર્યના પ્રકાશમાં મૂકવા તૈયાર થાઓ જો તેમ નહિ કરીએ તો વ્યાધીનાં, અવનતિનાં, ચિન્હ જોવામાં આવશે. વિર્ય અને પ્રતાપ પૂર્ણ ગર્જનાને બદલે માત્ર રૂદનનોજ અવાજ સાંભળીએ છીએ. માટે આપણા કાયમ ધર્મના જુના જમાના તરફ પાછા વળો, ત્યાં બળ છે. ચેતન છે, તેજ, છે, વીર્ય છે, ત્યાં સમર્થ શક્તિઓ છે, જ્ઞાન છે, ત્યાંના જીવન પદ તત્વો

ખેંચીને પુનઃબળવાન થાઓ એજ પ્રાચીન ઝરણાનું ઝળ ફરીથી તૃપ્તિ પર્યંત પીઓ, કાયમ સમાજ ધર્મમાં ચેતન લાવવાનો આટલો એકજ ઉપાય છે ઇતિઃ

કરૂણા સાગર વિજય તે—સર્વના હિતેચ્છુ.
લેખક—પરમહંશ સુખાનન્દજીના સત કૈવલ

વાંચો અને વંચાવો.

"આ નીચેનો લેખ શંકર દિગ્વિજયમાં મૂકેલો છે"

શંકરાચાર્ય એક વખત પોતાના શિષ્યો સાથે ગંગા સ્નાન કરવા જતા હતા એટલામાં ચાર ભયાનક કુતરાઓથી વિંટાયેલા ચાંડાળને પોતાની સામો આવતાં જોઈ મને સ્પર્શ કરશે એવા ભયથી શંકરાચાર્યે કહ્યું કેઃ—

અરે ચંડાળ? દુર જા, હું ગંગા સ્નાન કરી પવિત્ર થએલાને અડકીશ નહિ.

શંકરાચાર્યના આવા શબ્દો સાંભળતાંજ ચંડાળનો સ્પર્શ થઇ ગયો, જેથી શંકરાચાર્યને ઘણોજ ક્રોધ ઉત્પન્ન થયો.

શંકરાચાર્ય કહે, અરેરે? આ દુષ્ટ તો અડકી પડયો હવે તો ફરીથી સ્નાન કરવું પડશે, અરે? મને અડકવાથી તને શું ફળ મળ્યું? આટલું આટલું કહ્યું, તોએ ન માન્યું.

ચંડાળ—ખસવાનું કોને કહ્યું હતું?
શંકર—કોને શું? તને કહ્યું હતું આહીં બીજું કોણ છે?
ચંડાળ—મને કહ્યું હતું કે મારા શરીરને?

શંકર—તને કહેલું હતું કે તારા શરીરને, તે શું તું ન સમજ્યો?

ચંડાળ—મને કહેવાથી શું લાભ?

શંકર—બાઇ? તું ચંડાળ એટલે નિચ છે. મારે હવેથી પાયશ્ચિત કરાવવું પડશે?

ચંડાળ—તું જાતીથી બ્રાહ્મણ છે, કે ગુણોથી?

શંકર—**ज्ञानम् जानाति इतिज्ञानी.** જ્ઞાનને જાણે છે તે જ્ઞાની બ્રાહ્મણ છે.

ચંડાળ—ત્યારે તો બ્રાહ્મણ કોને કહેવો એ તું સમજતો હશે?

શંકર—**यो ब्रह्म जानाति सएव ब्राह्मणा:** જે બ્રહ્મને જાણે છે તેજ બ્રાહ્મણ છે. બીજાઓ નહિ.

ચંડાળ—તું બ્રાહ્મણ શબ્દનો અર્થ જાણે છે, એટલુંજ પણ વર્તતો નથી. જો બ્રાહ્મણ શબ્દનો તને પૂર્ણ અનુભવ હોત તો, તું આવી ગડબડજ કરતજ નહિ કેમકે હાલના કેટલાક ઢોંગી સંન્યાસીઓ દંડ, કમંડલ, અને ભગવા વસ્ત્ર ધારણ કરી પોતાના વાક્ચાતુર્યથી ગૃહસ્થોને ઠગે છે. કારણ કે તેઓમાં જ્ઞાન લેશ હોતું નથી. છતાં ઉપરથી આડંબર રાખે છે.

અરે? તું મને દુર જા એમ કહે છે તે મારા દેહને દુર કરવા ઇચ્છે છે કે મારા આત્માને દુર કરવા ઇચ્છે છે? જો દેહને દુર કરવા ઇચ્છતો હોય તો તે દેહ તાહરા દેહની માફક અન્નમય (અન્નથી પુષ્ટ થઇ ઉપજેલો) છે માટે શું તારા દેહથી જુદો છે? વારૂં જો દેહના સાક્ષી આત્માને દુર કરવા કહેલું હોય તો, જે આત્મા તારામાં બિરાજ્યમાન છે તેજ મારામાં છે કંઈ જુદો નથી અર્થાત્ જુદો નથીજ—

હું બ્રાહ્મણ છું અને તું ચંડાલ છે એવો ભેદ તારા જેવા અદ્વૈતવાદી માને એ શું યોગ્ય છે?

સુર્યનું પ્રતિબિંબ ગંગાજીમાં પડયું હોય અગર મદિરામાં પડયું હોય, તો તેમાં કાંઇ તફાવત છે? પ્રતિબિંબ ગમે ત્યાં પડે તેથી શું? બિંબ, ભૂત, સુર્યને કંઇ દોષ છે? અર્થાત કંઇ દોષજ નથી.

વારૂં તું એમ કહેતો હોય કે આત્મા તો ભેદ રહીત છે તથાપિ આ પવિત્ર બ્રાહ્મણ શરીરમાં અને અતિ પાપિષ્ટ ચાંડાળ શરીરમાં ભેદ કેમ નહિ માનવો? તો એના ઉત્તરમાં હું આટલુજ કહીશ કે અનેક શરીરોમાં છતાં પણ ત્રણ કાળમાં શરીર સંબંધ વિનાના પૂર્ણ પ્રાચીન આત્મરૂપ એક પુરૂષની ઉપેક્ષા કરીને, હુ બ્રાહ્મણ છું, હે ચંડાળ તું દુર જા? એવો મીથ્યા આગ્રહ તારે શા માટે જોઇએ? કારણ કે, પોતાના સ્વરૂપને ભુલીને ક્ષણભંગુર શરીરમાં અહં ભાવ રાખવો એ તદ્દન અયોગ્ય છે. તારૂં અખંડ સ્વરૂપ ભુલી જઇને ઊંચ અને નીચ તારી દ્રષ્ટિમાં નિવાશ કરે, એ શું તારા જેવા બ્રહ્મ નિષ્ટને યોગ્ય છે? કદી તું કહેશો કે લોક લાજને લીધે મારે ઉપરથી આમ કરવું પડે તો—મોક્ષ માર્ગ ભુત બ્રહ્મ વિધાને પ્રાપ્ત કરી હજી તુચ્છ બુદ્ધિ તારી અંદર રહી છે, એ મહાન આશ્ચર્ય છે? અહો? પરમાત્માની ઇંદ્ર જાળ શક્તિમાં મોટા જ્ઞાની માણુસો પણુ ફસાય છે એનુ આ પ્રત્યક્ષ દ્રષ્ટાંત છે.

શંકર—હે દેહ ધારીમાં શ્રેષ્ટ! તેં જે કહ્યું તે શ્રેષ્ટ છે, કારણ કે તારા મહાન જ્ઞાનથી મને પણ માલમ પડે છે કે તું ચંડાળ છે

એવું મારી બુદ્ધિથી હવે દુર થયું છે; અને મેં તને જે કઠોર વચનો કહેલા હશે તો તેની હું તારી પાસે માફી માગું છું કારણ કે પરમાત્માના ધામમાં ઊંચ નીચ કોઈ નથી અને જગતમાં જ્ઞાનીથી કોઈ પણ શ્રેષ્ટ નથી એ વાત નિર્વિવાદ છે,

વધુ ટીકા—જાકી ધોતી અધર તપે, એસે મીલે અસંખ,
પાંડવ યજ્ઞ પુરા હુવા, સુપતજીએ બજાવ્યો શંખ.

પાંડવોના યજ્ઞમાં હજારો મહર્ષિઓ ટોળે થયા હતા પરંતુ તેઓથી શંખ નાદ નહિ થયો, ત્યાં આગળ હજારો મહર્ષિઓનો ગૌરવ નષ્ટ થઈ ગયો પણ નીચે શુદ્ર સુપતજી પરમાત્માના પરમ ભક્તરાજને પાંડવોએ સુખ પાલની અંદર બેસાડી યજ્ઞમાં લાવ્યા, પછી દ્રુપતીએ ઉત્તમ પ્રકારની સુંદર રસોઈ બનાવી યથાવિધિ ભોજન કરાવ્યા બાદ શંખનાદ થયો. ઘણા મહર્ષિઓએ ભોજન કર્યું તો પણ શંખનાદ નહિ થયો પણ સુપતજીથીજ થયલો છે તો પછી એટલેથીજ માની લો, કે ઉત્તમ મધ્યની વ્યવસ્થા જ્ઞાની આગળ નથી.

ઉંચ નીચ ઓર ક્યા ભયો, જીનુ રોમ રોમ અહંકાર,
તુલશી હરી ભક્તિ વિના ચારૂ વર્ણ ચમાર.

તુલશીદાસ બ્રાહ્મણ હતા તો પણ તેનુ માનવું છે કે નિયંતા પ્રભુની ભક્તિ વગર કહેવરાવતી ચારે વર્ણ ચમાર છે. રામાયણકારક મહા પંડિત તુલશીદાસ બ્રહ્મ યોનીમાં જન્મ્યા છતાં આવી રીતે તેમને કહેવું પડ્યું કે એ ઉપરથી સિદ્ધ થાય છે કે નિયંતા કેવલ પ્રભુની ભક્તિ કરવાથીજ ઉત્તમતા અને શ્રેષ્ટતા થવાય છે નહિ કે બ્રાહ્મણ જન્મમાં પડી રહી ઉજ્જન અંધ પ્રજા ઉત્પન્ન કરી સંસારને

ખોટો ઉપદેશ કરી ઉંચતા રૂપી ઉંટીઉં લઇ ફરવાથી શ્રેષ્ટતા સચવાય? બલકે નહિંજ. ભક્તિ પદ આજ સુધી જો સાચવી રાખેલું હોય તો અન્તેજ વર્ણોથી સચવાયલું છે. માટે જ્ઞાની શ્રેષ્ટ છે. હે બ્રાહ્મણો અહંકૃતિને દુર કરી કૈવલવેતા જ્ઞાનીને શરણે થાઓ જેથી ખરૂં તત્વ તમારે હાથ આવે.

શંકર—બસ બસ જે મેં તને તિરસ્કાર કર્યો તે મારી ભૂલ થઇ છે તેને માટે હું તારી પાસે માફી માંગું છું. અને તેં કહ્યું તે બરાબર ખરૂં છે એવું મને હવે ભાન થયું જેથી હું પણ તે પ્રમાણે હવેથી વર્તીશ અને લોકોને વર્તાવીશ પ્રભુના સ્વયં પ્રકાશમાં રહેલું ચર, અચર આ વિશ્વમાં પ્રભુના જીવનથીજ જીવે છે અને પ્રભુના પ્રકાશમાંજ ફરે છે ઇશ્વરે જીવ માત્રની ઉપર દયા લાવી સર્વને સુખો સરખાંજ આપેલા છે. અર્થાત ઇશ્વર વ્યવસ્થામાં જીવને સુખ સરખા છે. જીવ વ્યવસ્થામાં નથી. ઉંચ નીચ ઉત્તમ મધ્યમ એ જીવ વ્યવસ્થા છે ઇશ્વર વ્યવસ્થા નથી. માટે તું ચંડાળ છે એવી ભેદ બુદ્ધિ અત્યારે મારી નષ્ટ થઇ છે. અને તેને માટે હું તારો ઉપકાર માનું છું ઇતિ—

સર્વના હિતેચ્છુ

**પ્રકાશક.**

# શીવપુરાણનું ગપોડું.

શિવ કલ્યાણનું એક પવિત્ર નામ છે; ત્હેમના સંબંધમાં વામમાર્ગી વ્યભિચારીઓએ એવી એવી કહાણીઓ જોડી કહાડી, કે જેનું વર્ણન કરતાં પણ શરમ આવે છે, લખતાં લેખણ પણ થરથરે છે. પરંતુ આજ કાલ થોડાએક કુબુદ્ધિ સ્વાર્થીઓ પોતાનો રોટલો જતો દેખી, આ જ્ઞાનપ્રકાશના સમયમાં પણ એ અંડબંડને કાયમ રાખવા પ્રયત્ન કરે છે; એટલુંજ નહિ પણ સુક્ષ્મ વેદાનુયાયીઓને કલંકી અને અધર્મી ઠરાવે છે. આથી સર્વસાધારણ મનુષ્યોની જાણમાં લાવવા અમે શિવપુરાણમાંના થોડા શ્લોક ગુજરાતી ભાષાન્તર સહિત પ્રકાશ કરીએ છીએ. આશા છે કે વાચક વર્ગ નિષ્પક્ષપાતથી વાંચી સત્ય–અસત્ય પારખી શકશે અને અસત્યને–ગપ્પાંને ત્યજી દેશે.

## શિવપુરાણ–જ્ઞાનસંહિત–અધ્યાય ૪૨.

पुरा दारुवने जातं यद्वृत्तन्तु द्विजन्मनाम् ।
तदेव श्रूयतां सम्यक् कथयामि यथाश्रुतम ॥ १ ॥

दारु नाम वनं श्रेष्ठं तत्रासन्नृषिसत्तमाः ।

शिवभक्ताः सदा नित्यं शिवध्यानपरायणाः ॥ ६ ॥

त्रिकालं शिवपूजाञ्च कुर्वन्ति स्म निरन्तरम् ।

स्तोत्रैर्नानाविधैर्देवं मन्त्रैर्वा ऋषिसत्तमाः ॥ ७ ॥

एवं सेवां प्रकुर्वन्तो ध्यानमार्गपरायणाः ।

ते कदाचिद्वने याताः समिदाहरणाय च ॥ ८ ॥

एतस्मिन्नन्तरे साक्षाच्छङ्करो नीललोहितः ।

विरूपञ्च समास्थाय परीक्षार्थं समागतः ॥ ९ ॥

दिगम्बरोऽतितेजस्वी भूतिभूषणभूषितः ।

चेष्टाञ्चैव कटाक्षञ्च हस्ते लिङ्गञ्च धारयन् ॥ १० ॥

मनांसि मोहयन् स्त्रीणामाजगाम हरः स्वयम् ।

तं दृष्ट्वा ऋषिपत्न्यस्ताः परं त्रासमुपागताः ॥ ११ ॥

અર્થઃ—પ્રાચીન કાળમાં દારૂ વન મધ્યે દ્વિજોનો જે વૃત્તાંન્ત બન્યો, તે અમે જેવો સાંભળ્યો છે તેવો વર્ણવીએ છીએ. ૫. દારૂ નામે એક સુંદર વન હતું, તે વનમાં ઋષિઓ વસતા હતા. તેઓ શિવના ભક્ત હતા અને તેમના ધ્યાનમાં સદા કાળ રહેતા. ૬. વિવિધ પ્રકારના સ્તોત્રોથી અને

મંત્રોથી શિવજીનું ત્રિકાળ પૂજન કર્યા કરતા અને ધ્યાનમાં લાગ્યા રહેતા. ૭. એમ સેવા કરતા અને ધ્યાનમાં લીન રહેતા એવા એ ઋષિઓ એક દિવસ વનમાં લાકડાં લેવા ગયા. ૮. એવે સમે સાક્ષાત્ શંકર ભગવાન ભુરા રાતા રંગનું કુબડું રૂપ ધારણ કરી પરીક્ષા કરવા આવ્યા. ૯. નાગા થઇ જઇ આંખોના ચાળા કરતા કરતા હાથમાં *ગુપ્ત અંગ પકડી આવ્યા. ૧૦. સ્ત્રીઓના હૃદયને મોહ પમાડતા એવા શંકર ભગવાન્ આવ્યા જોઇને ઋષિપત્નિીઓ ભય પામી ગઇ. ૧૧.

**ટિકાઃ**—પ્રિય પાઠકગણ ! આપ સ્પષ્ટ રીતે જોઇ શકશો કે જે વર્ણનનું નામ એ લોકોએ જ્ઞાનસંહિતા રાખ્યું છે તે મહા અજ્ઞાનસંહિતા છે. શું આથી વધારે લંપટપણાનુ દૃષ્ટાંત મળી આવશે ?–કે પરમાત્મા, જે મહાન્ પવિત્ર છે અને કામક્રોધાદિ ગુણોથી રહિત છે, તે આવો અસભ્ય વેશ લઇ, પોતાના ભક્તોની સ્ત્રીઓ સાથે–રાત્રિ દિવસ પોતાની પૂજામાં લીન રહે એવા ભક્તોની સ્ત્રીઓ સાથે–આવું અનુચિત કાર્ય કરે ! જંગલી મનુષ્ય પણ એવું કાર્ય નહિ કરી શકે. અમારૂં તો એમ માનવું છે કે વામમાર્ગીઓ-એજ શંકર ભગવાન્ પર આ કલંક ચોટાડયું છે. પોતાનો

* આથી વધારે નિર્લજ્જ કોઇ કામ હશે ? એવાં કામ તો અઘોરીજ કરી શકે.

દોષ ઢાંકવા અને પોતાનાં કર્મોનો ઉત્તર આપવા શિવજીનું આવું વર્ણન કર્યું છે ને એમને માથે આ કલંક ચોંટાડયું છે. જે વ્યાસમુનિની બુદ્ધિ વેદાન્તાદિ પુસ્તકોમાં ઝળકી રહી છે, તે આવાં નિર્લજ્જ પુસ્તકો લખે છે, એમ અમે કદાપિ માની શકતા નથી. ઉત્તર હિંદુસ્તાનમાં કેટલાક હોળીયાઓ હોળીપર ગાવાને મહાત્મા કબીરજીને નામે પદ બનાવી લે છે, તેમજ વેદધર્મના શત્રુઓએ મહર્ષિ વ્યાસને નામે શિવપુરાણાદિ રચી લીધાં છે. એવો કોણ સપુત ભારત સંતાન હશે કે જે પિતા શંકર ભગવાન્ પરનું આ કલંક સાંભળી ક્રોધાયમાન થાય નહિ ?

विट्वला विस्मिताश्चैव समाजामुस्तथा पुनः ।
आलिलिङ्गुस्तदा चान्याः कर धृत्वा तथापराः ॥१२॥
परस्परन्तु सहर्षादुगतश्चैव द्विजन्मनाम् ।
एतास्मिन्नेव समये ऋषिवर्य्याः समागमन् ॥१३॥
विरुद्धं वृत्तकं दृष्ट्वा दुःखिताः क्रोधमूर्छिताः ।
तदा दुःखमनुप्राप्ताः कोऽयं कोऽयं तथाऽब्रुवन् ॥१४॥
यदा च नोक्तवान् किञ्चित् तदा ते परमर्षयः ।
ऊचुस्तं पुरुषं वै विरुद्धं क्रियते त्वया ॥१५॥

त्वदीयस्यैव लिङ्गस्य पततां पृथिवीतले ।
इत्युक्ते तु तदा तैस्तु लिङ्गस्य पतितं क्षणात् ॥१६॥

**અર્થ**:—ઋષિપત્નીઓ ગભરાઇ ગઇ ને વિસ્મય પામી, પણ વળી આવેલા પુરૂષને જોઇ તેઓએ પરસ્પર એક બીજાના હાથ ઝાલ્યા. ૧૨. હર્ષથી પરસ્પર *આલિંગન કર્યું, એવે સમયે ઋષિજનો આવી પહોંચ્યા. ૧૩. મહાદેવજીનો આ અનુચિત વ્યવહાર જોઇને તેઓ દુઃખી થયા. ક્રોધના આવેશમાં આવી જઇ બોલ્યા, "આ કોણ છે ? આ કોણ છે ?" ૧૪. જ્યારે શીવજી કાંઇ બોલ્યા નહિ, ત્યારે ઋષિઓએ શાપ દીધો. "ત્હેં આ બુરૂ કામ કીધું છે, માટે ત્હારૂં ગુપ્ત અંગ પૃથ્વી પર તુટી પડો." એટલું કહેતામાં તો તેમ થયું. ૧૫-૧૬

**ટિકા**—આ શ્લોકો પર ટિકા લખતાં અમને શરમ આવે છે. ન્યાયપ્રિય પાઠકગણ પોતાની મેળેજ સમજી લેશે. હે પૌરાણિક ભાઇઓ ! શું આવાં ગપોડાંને ત્હમે વેદજ્ઞાનને નામે હવે ચલાવી શકશો ? ધન્ય છે ત્હમારી અને ત્હમારા ચેલાઓની બુદ્ધિને ?

---

*બિચારી, ઋષિપત્નીઓ પર કલંક ચડાવ્યું ! શું ઋષિપત્નીઓ એવી હોય ?

तद्धिक्ष्वाग्निवत् सर्व्वं ददाह यत् पुरः स्थितम् ।
यत्र यत्र च तच्चापि तत्र तत्र दहेत् पुनः ॥ १७ ॥

पाताले च गतं तच्च स्वर्गे चापि तथैव च ।
भूमौ सर्व्वत्र तद्भ्रान्तं कुत्रापि तत् स्थितं नहि ॥ १८ ॥

लोकाश्च व्याकुला जाता ऋषयस्तेऽपि दुःखिताः ।
न शर्म्म लेभिरे क्वापि देवाश्च ऋषयस्तथा ॥ १९ ॥

ते सर्व्वेच तदा । देवा ऋषयो ये च दुःखिताः ।
न ज्ञातश्च शिवो यैस्तु ब्राह्मणं शरणं ययुः ॥ २० ॥

तत्र गत्वा तु तत् सर्व्वं कथितं ब्रह्मणे तदा ।
[illegible] श्रुत्वा प्रोवाच ऋषिसत्तमान् ॥ २१ ॥

## ब्रह्मोवाच ।

ज्ञातारश्च भवन्तो वै कुर्व्वन्ति गर्हितं पुनः ।
अज्ञातारो यदा कुर्य्युः किं पुनः कथ्यते तदा ॥ २१ ।

विरुध्यैवं शिवं देवाः कुशलं कः समीहते ।
गृहे समागतं दूरादतिथिं यः परामृषेत ॥ २२ ॥

तस्यैव सुकृतं नीत्वा स्वीयञ्च दुष्कृतं पुनः ।

संस्थाप्य चातिथिर्य्याति किं पुनः शिव एव च ॥ २४ ॥

यावल्लिङ्गं स्थिरं नैव जगतां त्रितये शुभम् ।

जायते न तदा क्वापि सत्यमेवतद्वदाम्यहम् ॥ २५ ॥

भवद्भिश्च यथा कार्य्यं यथा स्वास्थ्यं भवेदिह ।

इत्युक्तास्ते प्रणम्योचुः किं कार्य्यं तत् समादिश ॥ २६ ॥

इत्युक्तश्च तदा ब्रह्मा तान् प्रोवाच तदा स्वयम् ।

आराध्य गिरिजां देवीं प्रार्थयध्वं शुभां तदा ॥ २७ ॥

योनिरूपं भवंच्चेद्वै तदा तत् स्थिरतां भजेत् ।

तदा प्रसन्नां तां दृष्टवा तदेवं कुरुते पुनः ॥ २८ ॥

**અર્થ**:—એ લિંગે, જે પદાર્થો પાસે હતા, તે સર્વને અગ્નિની પેઠે બાળી ભસ્મ કરી નાખ્યા. જ્યાં જ્યાં તે લિંગ જતું ત્યાં ત્યાં સર્વ વસ્તુને બાળી ભસ્મ કરી નાખતું. ૧૭. પાતાળ, સ્વર્ગ, પૃથ્વી આદિ સર્વ સ્થળને બાળતું એવું એ લિંગ કોઇ સ્થાને ઠરી ઠામ બેઠું નહિ. ૧૮. આથી સર્વે જણા અકળાઇ ગયા અને તે ઋષિજનો પણ દુ:ખી થવા લાગ્યા. ત્હેમને ક્યાંય પણ સુખ ન મળ્યું. ૧૯. પછી એ દુ:ખી થયેલા દેવો અને ઋષિઓ શિવજીને ન ઓળખવાથી બ્રહ્માને શરણે ગયા, ૨૦ અને ત્હેમને

બધી હકીકત નિવેદન કરી, બ્રહ્મા એમનાં વચન સાંભળી બોલ્યા. ૨૧ "ત્હમે જાણી જોઇને * દુષ્કર્મ કર્યું છે. જે ૧ મનુષ્યો અજ્ઞાનથી કંઇ કુકર્મ કરે, ત્હેને શું કહેવું? ૨૨. હે દેવતાઓ! શિવજીને દુભવીને કોણ સુખી થયું છે? જે મનુષ્ય દૂરથી આવેલા અતિથિનો સત્કાર નથી કરતો; ત્હેનાં સર્વે સત્કર્મ પેલા અતિથિ સાથે જાય છે એટલુંજ નહિ પણ ને અતિથિનાં દુષ્કર્મ પેલા ગૃહસ્થને ઘેર રહિ જાય છે તો શિવજી જેવા ૨ અતિથિનું અપમાન કરવું એ જેવી તેવી વાત નથી; ૨૩-૨૪. હું સત્ય કહું છું કે જ્યાં સુધી એ સ્થિર નહિ થાય ત્યાં સુધી જગત્‌માં શાન્તિ થવાની નથી. ૨૫ ત્હમારે એવું કરવું જોઇએ કે એ સ્થિર થાય." બ્રહ્માજીનાં આવાં વચન સાંભળી ઋષિજનો પ્રણામ કરી બોલ્યા. "મહારાજ! ત્યારે શું કરવું તે આપ બતાવો. ૨૬ બ્રહ્મા બોલ્યા "ત્હમે પાર્વતીની આરાધના કરી સ્તુતિ કરો. ૨૭ પાર્વતી યોનિરૂપ ધારણ

---

* વાહ વાહ! પોતાની સ્ત્રીઓના ધર્મનુ રક્ષણ કરવું એ દુષ્કર્મ ત્યારે શું એમને ભ્રષ્ટ થવા દેવી જોઇતી હતી?

૧ પ્હેલાં કહ્યું કે જાણી જોઇને દુષ્કર્મ કર્યું—હવે કહે છે કે અજ્ઞાનથી કર્યું!

૨ અતિથિઓનો સ્ત્રી વડે સત્કાર એવો ચાલ આફ્રિકાની તથા આંડામાનના ટાપુની કેટલીક જંગલી જાતોમાં છે.

કરે તો એ શાન્ત થાય, માટે એ પ્રસન્ન થઇ એ રૂપ ધારણ કરે ત્યારે તમારે એ બેનો મેલાપ કરાવવો. ૨૮

ટિકા—આ શ્લોકમાં જે કંઇ અશ્લીલ અને અસભ્ય વાતો લખી છે તે સ્પષ્ટજ છે, એનાંપર અમે વધુ લખવા નથી ચ્હાતા. આંવા પુરાણોને ઇશ્વર શબ્દ રૂપ માનનારને માત્ર એટલુંજ કહીએ છીએ કે જરા તો વિચાર કરો.

एवं कृते च स्वास्थयं वै भविष्यति न संशयः ।
इत्युक्तास्ते तदा देवाः प्रणिपत्य पितामहम् ॥३७॥
शिवस्य शरणं गत्वा प्रार्थितः शङ्करस्तदा ।
पूजितः परया भक्त्या प्रसन्नः शङ्करस्तदा ॥३८॥
पार्व्वतीश्च विना न्यान्या लिङ्गं धारीयतुं क्षमा ।
तया धृतश्च शान्तिश्च गमिष्यति न संशय ॥३९॥
गृहीत्वी चैव ब्रह्माणं गिरिमा प्रार्थिता तदा ।
प्रसन्नां गिरिजां कृत्वा वृषभध्वजमेव च ॥४०॥
पूर्वोक्तश्च विधिं कृत्वा स्थापितं लिङ्गमुत्तमम् ।
मन्त्रोक्तेन विधानेन देवैश्च ऋषिभिस्तदा ॥४१॥

અર્થ:—"એવું કરવાથી જગત્માં શાન્તિ થશે એમાં કંઇ સંદેહ નથી." એવાં વચનો બોલતા હવા તે બ્રહ્માજીને સર્વે દેવો ઋષિઓ પ્રણામ કરી શિવજી પાસે ગયા. પરમ ભક્તિ વડે શિવજીની પ્રાર્થના અને પૂજા કરી ત્યારે, તે પ્રસન્ન થઇ બોલ્યાઃ ૩૭-૩૮. પાર્વતી વિના બીજા કોઇમાં આ લિંગ ધારણ કરવાની શક્તિ નથી. જો એ ધારણ કરશે તો લિંગ શાન્ત થઇ જશે, એમાં સંદેહ નથી." ૩૯ પછી સર્વે ઋષિઓ બ્રહ્માને સાથે લઇ પાર્વતી પાસે ગયા. પ્રાર્થનાથી પાર્વતીને પ્રસન્ન કર્યાં—શંકરને પણ પ્રસન્ન કર્યાં. ૪૦ વિધિપૂર્વક દેવતાઓએ અને ઋષિઓએ મન્ત્ર ભણી એ ઉત્તમ (!) લિંગની પાર્વતીમાં સ્થાપના કરી ૪૧. (ત્યારથીજ લિંગ પૂજા ચાલી.)

ટિકા:—આ શ્લોકો એવા અશ્લીલ છે કે ત્હેનાપર નોટ લખતાં પણ અમને શરમ આવે છે. પણ એટલું તો અવશ્ય લખવું પડે છે કે સંસારમાં એવો કોઇ મત નહિ હોય કે જે આવી વ્યર્થ અને અશ્લીલ વાતોનો પ્રચાર કરે, હબશી સર્વથી મૂર્ખ ગણાય છે, તે પણ પોતાનાં માત પિતાપર આવા અશ્લીલ આરોપ નહિ લગાવે; ત્યારે આપણા સુશિક્ષિત અને ત્રિકાળ જ્ઞાની મનાતા શિવપુરાણમાં લખનારાઓએ પિતામાતા રૂપ શિવપાર્વતીની આવી ગંભીર પ્રકારની હાંસી કરતાં પાછું જોયું નથી ! પ્રિય હિન્દભાઇઓ

જરા તો વિચાર કરી જુઓ, કે આવી સભ્યતા વિરૂદ્ધની અશ્લીલ વાતો માનવાથી બીજા ધર્મવાળાઓને, ત્હમે ત્હમારૂ મ્હોં કેવી રીતે બતાવી શકશો ? ભાઇઓ, હવે તો ચેતો ! આ નિરર્થક ગપ્પાને ત્યજી દો. જો આપ હજી પણ કામી અને સ્વાર્થીઓની વાતો માન્યા કરશો અને સત્ય માર્ગે નહિ વળો તો હજારો હિન્દુઓ ખ્રિસ્તિ–મુસલમાન થઇ ગયા ને થઇ જશે. પ્રિયવરો ! આપ કેવળ વૈદિક ધર્મને માનો અને આ રગડાને દુર કરો. લોક ત્હમને બહુ પજવશે ફોસલાવશે, ઉડાવશે; પણ યાદ રાખજો કે સત્ય એજ સત્ય છે. વળી યાદ રાખજો કે એ સ્વાર્થીઓ જે કહેશે તે પેટને માટેજ—ધર્મને માટે નહિ. અમે પણ પ્રસંગે પ્રસંગે એમને ચેતાવતા રહીશું.

૪૭–પરમાનન્દ અને મુક્તિને ઇચ્છનારાઓ તો આવી કામી અને કુરૂપની ઉપાસના કરતા નથી, એટલુંજ નહિ પણ એ દેખાવ જોવા પણ ઇચ્છિતા નથી. એ તો હોળીના હોળૈયાની ગમ્મત છે ! સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્માના ધ્યાનમાં નિમગ્ન રહી કલ્યાણ પ્રાપ્ત કરનાર મનુષ્યોને ધન્ય છે !

આવી નીચ અધમ અને અસત્ય વાતો વ્યાસ જેવા સદ્ગુણી વિદ્વાન્ લખેજ નહિ. પુરાણ એમણે લખ્યાં નથી એના બીજા પણ પુરાવા અમારી પાસે છે, હાલ તો માત્ર

આ પુરાણ સંબંધી એકાદ બે પુરાવા આપી અમે અમારો આ લેખ પૂરો કરીશું.

જેને લોકો બુદ્ધાવતાર માને છે એ બુદ્ધદેવ શિવપુરાણની પહેલાં થઇ ગયા હતા. જુઓ–શિવપુરાણ, પૂર્વાદ્ધ ખંડ, અધ્યાય પાંચ, શ્લોક ૩ થી ૯ સુધી.

ઇતિહાસ વેત્તાઓએ કીર્તિસ્તંભો, સ્તૂપો, બૌદ્ધમન્દિરો અને આર્યવર્ત, લંકા, બ્રહ્મદેશ, ચીન, ટિબેટ, આદિ દેશોનાં પુસ્તકો તેમજ સંગ્રહસ્થાનોની મૂર્તિઓ પરથી સિદ્ધ કર્યું છે કે બુદ્ધ વિક્રમ સંવત પૂર્વે ૬૧૪ માં જન્મ્યો હતો અને ૮૦ વર્ષનું આયુષ ભોગવી વિક્રમ સંવત્ પૂર્વે ૫૩૪ માં મરણ પામ્યો હતો. એમ એના જન્મકાળને લેઇએ તો પણ આજે વિક્રમ સંવત્ ૧૯૬૦ સુધીમાં ૨૫૭૪ થી વધારે વર્ષ થાય નહિ, અને વ્યાસ મુનિને તો આજે ૬૦૦૩ વર્ષ થઇ ગયાં; અર્થાત બુદ્ધ, વ્યાસમુનિ પછી ૩૪૨૯ વર્ષે થયો, તેથી શિવપુરાણ–જેમાં બુદ્ધની વાતો લખી છે તે વ્યાસમુનિનું બનાવેલું ન હોય.

વળી, રામાનુજ વિક્રમની બારમી સદીમાં થઇ ગયા એ વાત સર્વે ઇતિહાસવેત્તાઓ જાણે છે, અને એ પણ અજાણ્યું નથી કે એ આચાર્યે વૈષ્ણવમત ચલાવી લોકને

શંખ, ચક્ર, ગદા અને પદ્મથી ચક્રાંકિત બનાવ્યા; પરંતુ વૈષ્ણવમતનું ખંડન શિવપુરાણમાં છે. જુઓઃ—

शङ्खचक्रे तापयित्वा यस्य देहः प्रदह्यते ।
सजीवन्कुणपस्त्याज्यः सर्वधर्मबहिष्कृतः ॥ १ ॥

અર્થઃ—તપાવેલા શંખચક્રથી જે મનુષ્યનું શરીર બાળવામાં આવે છે, તે જીવતો છતાં પણ મુડદા જેવો છે, અને સર્વ વર્ણમાંથી બ્હાર કહાડી મુકાયેલો છે.

આથી સ્પષ્ટ થાય છે કે રામાનુજનો મત ચાલ્યા પછી શિવપુરાણ રચાયેલું છે, કારણ કે प्राप्ता सत्यान्निषेधः । અર્થાત્ જે વસ્તુ હોય ત્હેનો નિષેધ–ખંડન થઈ શકે છે, ત્યારે શિવપુરાણ રચાયું તે વખતે રામાનુજનો પંથ ચાલતો હોવો જોઇએ; રામાનુજ વિક્રમની બારમી સદીમાં થઇ ગયા એટલે આજ એમને થઇ ગયાંને આશરે સાતસે આઠસેં વર્ષ થયાં, અને વ્યાસમુનિ તો ઉપર કહ્યા પ્રમાણે ૫૦૦૩ વર્ષપર થઈ ગયા. માટે રામાનુજ વ્યાસની પછી આશરે ચાર સવાચાર હજાર વર્ષે થયા. આથી સિદ્ધ થાય છે કે શિવપુરાણ વ્યાસે નહિ પણ રામાનુજ પછીના કોઇ ધુર્તે વ્યાસને નામે રચી કહાડ્યું છે! સહજ બુદ્ધિ વાપ-

રનારને અમે આ વિચાર કરવાનું સ્થાન આપ્યું છે તો તે પ્રસંગનો લાભ લેઇ પોતાનું કલ્યાણ કરી લેશે.

તથાસ્તુ !



# વિભુને વિનંતી.

## —ગઝલ—



કૃપાળુ શીર પરે છાયા દયાળુ દીલથી ધરજો
કરો પ્રિય પ્રેમની વૃષ્ટિ દયાળુ દીલથી ધરજો—
ધરો બાપુ ? દયા વૃષ્ટિ ઉગારો આ સકલ સૃષ્ટિ
કરૂણાની શિરે વૃષ્ટિ દયાળુ દિલથી ધરજો—
સમર્પો લેખની શક્તિ બતાવો આપની ભક્તિ
પ્રભો ભારત તણી પ્રગતી દયાળુ દિલથી ધરજો—
સકલ શુખો શિરે થાપો કૃપાળુ કષ્ટ સૌ કાપો.
નિવારી સર્વ સંતાપો અનેરી આશ પ્રગટાવો.

"ક્ષત્રિય વીર"



# વિશ્વપતિને ચરણે.

## તોટક.



કરૂં વંદન વિશ્વપતિને ચરણે, રહું દિન દયાળ તણાં શરણે
પછી ક્યાંથી વસે ભય દિલ વિષે, રિપુ ચક્ર ન સ્પર્શી શકે કો વિષે
કદી આધિ ઉપાધિ ને વ્યાધિ વળી, દુઃખ દૃષ્ટ પડે, સ્થિરતાજ મળી;
ગુણ ગાન કરૂં ગુરૂ ગોવિન્દનાં, કરૂં પાન પ્રીતે ચરણામૃતનાં.
વળી વલ્લભને નિરખું નયને, ઉચરૂં સ્તુતિ મૂખ મિઠે કવને;
ધરૂં ધ્યાન કરી દ્રગ બંધ અને; હૃદયામહીં સ્થાપુ અનન્ય મને.
સ્મરૂં શ્વાસ નિશ્વાસની સાથ સદા, થઉં લેશ વિમુખ ન તેથી કદા;
જળમાં, સ્થળમાં, ખગમાં નગમાં; પશુ પક્ષી અને જીવ જંતુજમાં.
ફળ, ફૂલ, તરૂ સહુ માનવમા, છે જે આત્મરૂપે જડ ચેતનમાં;
નક્કી તારણ, મારણ, કારણ એ. અઘ ઓઘ તણાંજ નિવારણ એ.
અગમે-નિગમે જગ બોધી રહ્યા, વર્ણાશ્રમનાં મહીં ધર્મ કહ્યાં,
સમજી બહુ સજ્જન ચેતી ગયા, પુરૂષાર્થથી તો તદરૂપ થયા,
મનુ જન્મ તણુંજ એ સાર્થક છે, મમતા જગ બંધનકારક છે;
તજી તે કરવી પ્રીત નાયકથી, તરવું ભર 'પ્રેમી' એ સહાયકથી.

"સત્સંગ."



